બાળ ગ્રંથાવલી :: ચોથી શ્રેણી : ૯

# રાજર્ષિ કરકંડુ



જ્યોતિ કાર્યાલય :: અમદાવાદ

બાળ ગ્રન્થાવળી : ચોથી શ્રેણી : ૯

# રાજર્ષિ કરકંડુ

લેખક :
ધીરજલાલ ટોકરશી શાહ



આવૃત્તિ પહેલી ∴ સંવત ૧૯૮૮

મૂલ્ય સવા આનો

જ્યોતિ કાર્યાલય :: અમદાવાદ

# રાજર્ષિ કરકંડુ

શિયાળો આવતાં જેમ કમળ કરમાય તેમ પદ્માવતીની કમળશી કાયા કરમાતી હતી. તેનું પુનમના ચંદ્ર જેવું મ્હોં હમણાં ફીકું પડી ગયું હતું. ચંપાપતિ રાજા દધિવાહને આ જોઈ પૂછ્યું: પ્રિયે! તારૂં શરીર હમણાં કેમ દુર્બળ થતું જાય છે? પદ્માવતી કહે, નાથ! ગર્ભના પ્રતાપે મને મને દોહદ થયો છે કે હું રાજાનો વેશ ધારણ કરૂં, તમે મારા માથે છત્ર ધરો અને હું પટ્ટ હાથી પર બેસી બાગબગીચામાં ફરૂં. મારો એ દોહદ પૂર્ણ નથી થયો એથી શરીર સુકાય છે. દધિવાહન કહે, પણ તેં હજી સુધી મને વાત પણ કરી નથી? ચાલો કાલેજ એ પ્રમાણે કરીશું. બીજે દિવસે પદ્માવતી પુરુષનો પોશાક પહેરી પટ્ટ હાથી પર બેઠી. રાજાએ તેને છત્ર ધર્યું અને તેઓ હાથીને જંગલમાં હંકારી ગયા.

જેઠ માસનો સમય હતો. તાપ કહે મારૂં કામ. એવામાં વરસાદ ચડયો. એકાએક ગાજવીજ શરૂ થઈ ને આકાશમાં કાળાં ભમ્મર વાદળાંઓ ધુમવા લાગ્યા. જોત જોતામાં બધે અંધકાર થયો ને કડડભૂસ કરતો વરસાદ તૂટી પડયો.

વરસાદ પહેલ વહેલો હોવાથી જમીનમાંથી એક જાતની ગંધ આવવા લાગી. એ ગંધ સુંઘતાં જ હાથી મદોન્મત્ત થયો ને દોડવા લાગ્યો. રાજાએ અંકુશ મારી ઘણોએ વશ કરવા પ્રયત્ન કર્યો પણ તે કેમે કરી વશ થયો નહિ. એટલે રાજાએ રાણીને કહ્યું કે ' પ્રિયે ! હાથી દોડતો દોડતો પેલા વડ નીચેથી પસાર થશે તે વખતે તું વડની ડાળ પકડી લેજે. હું પણ વડની ડાળ પકડી લઈશ એટલે બચી જઈશું. ત્યાંથી નીચે ઉતરીને ઘેર જઈશું.'

હાથી દોડતો દોડતો તે વડ નીચે આવ્યો ત્યારે રાજાએ ડાળ પકડી લીધી પણ રાણી ડાળી પકડી શકી નહિ. તે તો ઉપર જ રહી ગઇ. રાજા એ જોતાં હાહાકાર કરવા લાગ્યો. હાથી ઘડી વારમાં જંગલમાં અદૃશ્ય થઈ ગયો. રાજા ઝાડથી નીચે ઊતર્યો ને જે માર્ગે હાથી આવ્યો હતો તે માર્ગેજ પગલે પગલે ચાલતો ચંપાપુરી ગયો.

: ૨ :

ગાંડોતુર હાથી વનમાં દોડે છે. ઝાડોને ઊખેડે છે ને કુંજોમાં પેસે છે. એમ દોડતાં દોડતાં તે ખુબ તરસ્યો થયો. ત્યાં એક તળાવ આવ્યું એટલે સીધો તે તળાવમાં પેઠો. રાણી આ વખતે તેના પરથી કુદી પડી ને તરતાં તરતાં કિનારે આવી. જીવ બચવાથી કાંઈક નિરાંત થઈ પણ હવે જવું કયાં એ વિચારે ગભરાવા લાગી. જ્યાં નજર કરે ત્યાં

ઘનઘોર ઝાડી. (ડગલું દેતાં દીલ ચાલે નહિ) તે વિચારવા લાગીઃ ગભરાવાથી કાંઈ વળશે નહિ. અહીં વિલાપ કરીશ તો પણ મારૂં કોણ છે? હવે તો હિમ્મત લાવી જંગલમાં આગળ વધું ને કોઈ ઠેકાણે જઈ પહોંચું. આમ વિચાર કરીને ચાલી નીકળી. આજ સુધી રાજની ખુબ સાહેબી ભોગવી છે, રાતદી જોયો નથી. એને ચાલતાં પગે કાંટા કાંકરા વાગે છે. વસ્ત્રો ઝાળાં ઝાંખરામાં ભરાય છે ને શરીરે કાંટા વાગવાથી લોહી નીકળે છે. આમ રસ્તો શોધે છે એવામાં ભગવી કફની નજરે પડી. કોઈ જટાળો જોગી સામે ચાલ્યો આવતો હતો.

"અરે બાઈ તું કોણ છે? આવા ભયંકર જંગલમાં એકલી કેમ રખડે છે?" જોગીએ પ્રશ્ન કર્યો. પદ્માવતી બોલીઃ મહારાજ! હું દુઃખની મારી બાઈ છું. જૈનધર્મી રાજા ચેટકની પુત્રી છું. એમ કહી બધી વાત કહી. તાપસ કહે, અહો! ત્યારે તો તું મારી ભત્રીજી. હું તારો કાકો થાઉં. આવ બેટી! હું તને રસ્તો બતાવું. એમ કહી તાપસ તેને જંગલ વટાવી પાસેના એક શહેર સુધી મુકી ગયા.

પદ્માવતી અહીં આવી વિચાર કરે છેઃ કયાં જાઉં ને શું કરૂં? એવામાં એક સાધ્વીજીને જોયા એટલે તેને થયું કે દુનિયાના દુઃખથી તપેલા પ્રાણીઓને આજ શીતળ છાંયડી છે માટે તેમની પાસે જઉં. તે સાધ્વીજી પાસે

ગઈ ને ભકિત ભાવથી વંદન કરીને બેઠી. સાધ્વીઓએ પૂછ્યું: બ્હેન તું કયાંથી આવી ? એટલે પદ્માવતીએ પોતાની બધી હકીકત કહી. પણ એક વાત ન કહી કે પોતે ગર્ભવતી છે.

સાધ્વીઓએ એને ઉપદેશ આપ્યો કે સંધ્યાના રંગ ને વીજળીના ચમકારા જેવા આ સંસારના સુખભોગ છે. માટે એમાં ન લોભાતાં આત્માનું કલ્યાણ કર.

પદ્માવતીએ બે હાથ જોડી વિનંતિ કરી કે આપનો ઉપદેશ બરાબર છે. મને પણ સંસાર એવો લાગે છે માટે દીક્ષા આપો. સાધ્વીજીએ તેને દીક્ષા આપી.

હવે થોડા વખત પછી પદ્માવતીનું પેટ વધવા લાગ્યું. શરીરની આકૃતિમાં પણ ફેરફાર થવા લાગ્યો ત્યારે સાધ્વીજીઓએ પૂછ્યું કે હે ભદ્રા ? આમ કેમ ? તે વખતે પદ્માવતીએ છુપાવી રાખેલી હકીકત કહી. સાધ્વીઓ મુંઝાણી: હવે કરવું શું ! તેઓએ તો નિર્દોષ ભાવેજ દીક્ષા આપી હતી. આખરે એક ગુપ્ત સ્થળે પદ્માવતીને રાખવામાં આવી ને ત્યાં તેણે એક પુત્રને જન્મ આપ્યો. એ પુત્રને જન્મતાં જ પદ્માવતીએ રત્નકાંબળમાં વીંટયો ને તેના પિતાના નામ વાળી મુદ્રિકા પહેરાવી. પછી શ્મશાનમાં મૂકી દીધો અને તે પુત્રને કોણ લઈ જાય છે તે જોવા તે એક ઝાડની ઓથે સંતાઈ રહી.

થોડી વારે શ્મશાનની રક્ષા કરનારો ચંડાળ ત્યાં આવ્યો. એકાએક બાળકને જોઈ ઘડીભર તે વિચારમાં પડી ગયો. બાળકનું મોઢું એટલું તેજસ્વી હતું કે ગમે તેવાને પણ તેને જોતાંજ પ્રેમ આવ્યા સિવાય રહે નહિ. ચંડાળે તો એ બાળકને ઉપાડી લીધો ને ઘેર જઈ પોતાની સ્રીને આપ્યો.

પદ્માવતી પણ છુપાતી છુપાતી પાછળ પાછળ ગઈ ને ચંડાળનું ઘર જોઈ લીધું. પછી ઉપાશ્રયે પાછી આવી.

પુત્રનો મોહ પદ્માવતીને ઘણો છે એટલે તે હંમેશાં સારૂં સારૂં વહોરી લાવે છે ને પેલા ચંડાળને ત્યાં જઈ આપી આવે છે. ઘડીભર ત્યાં થોભે છે અને પુત્રને લાડ લડાવી આનંદ પામે છે.

એ પુત્રને બધી રીતે સારૂં છે પણ જન્મથી ખરજ (કંડુ) નો રોગ થયો છે. એટલે પોતાના હાથથી તે ખણ્યા જ કરે છે.

ધીમે ધીમે તે મોટો થયો ને પોતાના પાડોશીઓના છોકરાઓની સાથે તે રમવા લાગ્યો. સિંહનું બચ્ચું કાંઈ છાનું રહે ? એની રમતો પણ ત્યાં એવાજ પ્રકારની થવા લાગી. એક વખત બધાને ભેગા કરી પોતે રાજા બન્યો ને બધાને હુકમ કર્યો : તમે મારી પ્રજા છો માટે મને દરેકે કર આપવો.

બાળકો કહે, શું કર આપીએ ? તેણે કહ્યું: તમારા હાથથી મને ખજવાળો, મને એ બહુ ગમે છે. એટલે બાળકોએ પોતાના કરથી એને ખંજવાળ્યો. આ દિવસથી બધા તેને કરકંડુ નામથી ઓળખવા લાગ્યા.

કરકંડુ પોતે તેજસ્વી હતો પણ ચંડાળનું કુળ એટલે બીજી કેળવણી શું મળે ? ઘણી વખત તેને નવું નવું કરવાની ઈચ્છા થતી પણ સાધનના અભાવે કાંઇ કરી શકતો નહિ. એ તો મોટો થયો એટલે કુટુંબનો ધંધો કરવા લાગ્યો. દિવસભર સ્મશાનમાં બેસી તેનું રખોપું કરવા લાગ્યો. જે કોઇ મડદાં આવે તેની પાસેથી કફન લેવું એ એનું મુખ્ય કામ હતું.

એક વખત શ્મશાનમાં ઉભી કરેલી પોતાની ઘાસની ઝુંપડીમાં તે બેઠો છે. પડયો પડયો કાંઈક વિચાર કરે છે એવામાં કોઈને વાતચીત કરતાં સાંભળ્યા એટલે બહાર આવ્યો. વાત કરનાર બે મુનિ હતા. વાંસની જાળમાં એક દંડ હતો તેને જોઈ એકે કહ્યું: આ દંડ હજી વધશે. એ ચાર આંગળ વધ્યા પછી એને જે કોઈ લેશે તે રાજ્ય પામશે. મુનિઓ એ પ્રમાણે વાત કરતા કરતા ચાલ્યા ગયા.

કરકંડુ તો આંખો ફાડી, મ્હોં પ્હોળું કરીને સાંભળી રહ્યો. એજ વખતે એક બીજો બ્રાહ્મણ પણ એ વાત સાંભળતો હતો. બંને જણા એ દંડને વધવાની રાહ જોવા લાગ્યા.

એક વખત ખભે કુહાડો નાખીને વ્હેલા મળશકે બ્રાહ્મણ પેલી ઝાડીમાં આવ્યો ને ધડધડ પેલા દંડ પર ઘા કરવા લાગ્યો. કરકંડુ એથી જાગી ગયો. તેને વ્હેમ પડયો કે નક્કી પેલો બ્રાહ્મણ દંડ કાપવા આવ્યો લાગે છે. તે પથારીમાંથી ઉઠીને વાંસની જાળમાં દોડયો ને બ્રાહ્મણ પાસે પહોંચ્યો. આ વખતે બ્રાહ્મણે દંડ કાપી લીધો હતો.

'અરે ! આ દંડ તેં કોની રજાથી કાપ્યો ? અહીં તો મારૂં રખેવાળું છે. લાવ્ય એ મારો દંડ' બ્રાહ્મણ એનો કાંઈ જવાબ દે તે પહેલાં તો કરકંડુએ એના હાથમાંથી દંડ પડાવી લીધો. બ્રાહ્મણે એ દંડ પાછો લેવા કમ્મર કસી એટલે બરાબર લડાઈ જામી. રસ્તેથી જતા આવતા માણસોને એ કુસ્તી જોવાની મજા પડી. કોઈકે કહ્યું : અલ્યા ! ડંડા માટે આટલી બધી તકરાર શા માટે કરો છો ? કરકંડુ કહે, એ તો રાજદંડ છે. એના પ્રતાપે મને રાજ મળવાનું છે.

'અહાહા ! ત્યારે તો તારૂં નશીબ ઉઘડી ગયું !' બીજાએ મશ્કરી કરી અને ત્રીજાએ તેમાં ટાપશી પુરી કે "તું રાજા થા ત્યારે આ બ્રાહ્મણને એક ગામ આપજે." કરકંડુ કહે, જરૂર હું રાજા થઈશ ત્યારે એક ગામ આપીશ.

કરકંડુએ તો એ દંડનો કબજો લીધો. બ્રાહ્મણનો

જીવ એ જોઈ ઉંચો નીચો થઈ જવા લાગ્યો. તેણે મૂછ મરડીને કરકંડુને ધમકી આપી કે જો તારૂં ખુન કરીને પણ દંડ ન લઉં તો હું બ્રાહ્મણ બચ્ચો નહિ.

કરકંડુએ દંડ તો લીધો પણ બ્રાહ્મણ જરૂર મારૂં ખૂન કરશે એવી દહેશત લાગી ગઈ. રાત્રે તે છાનો માનો ત્યાંથી નીકળી કંચનપુર પહોંચી ગયો. થાકયો પાકયો એક બાગમાં સુઈ ગયો.

બરાબર આગલી રાત્રેજ ગામનો અપુત્રીઓ રાજા મરણ પામ્યો હતો. એટલે આજે બધાએ મળી હાથણીને શણગારી અને જેના પર તે કળશ ઢોળે એને રાજા તરીકે કબુલ રાખવો એવો નિશ્ચય કર્યો. વખત થતાં હાથણી કળશ લઈને નીકળી. ફરતાં ફરતાં જયાં કરકંડુ સુતો હતો ત્યાં આવી ને તેના પર કળશ ઢોળ્યો. કરકંડુને બધા પ્રજાજનોએ રાજા તરીકે જાહેર કર્યો. તે હાથી પર સ્વાર થઈ ગામ ભણી ચાલ્યો.

અહીં બ્રાહ્મણ તેને મારવાનો લાગ શોધતો પાછળ પાછળ ભમતો હતો. સાંજ સુધી લાગજ ન મળ્યો એટલે રાત્રે તેના ઘરમાં પેસીને મારવાનો નિશ્ચય કર્યો મધ્યરાત્રિએ તે ઘરમાં પેઠો તો કોઈ ત્યાં નહિં. બ્રાહ્મણે આજુ બાજુ ફરીને જોયું તો કંચનપુરના માર્ગે પગલાં પડેલાં એટલે તે પણ કંચનપુરના માર્ગે ચડયો. ઉતાવળે ચાલતાં ચાલતાં બીજા દિવસે વ્હાણામાં તેકંચનપુર આવ્યો. એ વખતે

ગામમાં ધામધુમ ચાલતી હતી. કરકંડુનો નગરપ્રવેશ થતો હતો. બરાબર એજ વખતે બ્રાહ્મણ દરવાજે આવીને ઉભો રહ્યો ને કરકંડુની સવારી આવી પહોંચતાં જ બોલ્યોઃ અરે ચંડાળ! તને રાજ્ય શોભે નહિ. કરકંડુએ એ સાંભળી પેલો દંડ સમણવા માંડયો એટલે બ્રાહ્મણ ભય પામી પોબારા ગણી ગયો. અહીં પ્રધાનોએ મળીને કરકંડુનો રાજ્યાભિષેક કર્યો.

: ૩ :

કરકંડુએ રાજ્યાધિકાર મળ્યા પછી પહેલો વિચાર એ કર્યો કે અહો! જે ચંડાળ કુળમાં હું જન્મ્યો તે કુળની કેવી દશા છે ને! બ્રાહ્મણો તથા ઉચ્ચ જાતિને રહેવા માટે સુઘડ મકાન ને મોટી મોટી હવેલીઓ છે ત્યારે ચંડાળોને રહેવા માટે ગંદા ઝુંપડાં ને આજુબાજુ ઉકરડા છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય વગેરે શાસ્ત્રો ભણી શકે. ગમે ત્યાં હરી ફરી શકે જયારે આ ચંડાળોને શાસ્ત્રો ભણવાની છુટ નથી, ગમે ત્યાં ફરવાનો અધિકાર નથી. શું એ મનુષ્યો નથી? તો એમની આટલી બધી અવગણના કેમ કરવામાં આવે છે? હું તેમની શુદ્ધિ કરૂં. એમને પણ ઉંચામાં ઉંચા ગણાતા બ્રાહ્મણો બનાવું

તેણે શુદ્ધિનો મહાન ઓચ્છવ માંડયો અને ચંડાળોને બ્રાહ્મણ બનાવ્યા. તેને માટે એક સંસ્કૃત શ્લોક છે કેઃ—

**दधिवाहन पुत्रेण, राजर्षि करकंडुना ।**
**वाटधानकवास्तव्याश्चांडाला ब्राह्मणीकृताः ॥**

(દધિવાહનના પુત્ર રાજર્ષિ કરકંડુએ વાટધાનકમાં રહેનારા ચાંડાલોને બ્રાહ્મણ કર્યા.)

હવે એક વખત પેલો બ્રાહ્મણ રાજસભામાં આવીને બોલ્યોઃ હે રાજન્ ! તમે મને પહેલાં એક ગામ આપવાનું વચન આપ્યું છે તે આપો. રાજાએ કહ્યુંઃ બોલ, તને કયું ગામ આપું ? બ્રાહ્મણ કહે, ચંપાનગરીની નજીકમાં કોઈપણ ગામ આપો. એથી કરકંડુએ ચંપા નગરીના રાજા દધિવાહન પર પત્ર લખ્યો કે પત્ર લાવનાર બ્રાહ્મણને એક ગામ આપજો.

બ્રાહ્મણ તે પત્ર લઈને દધિવાહન રાજા આગળ ગયો. રાજાને પત્ર આપ્યો. તે પત્ર વાંચતાં જ દધિવાહન ક્રોધાતુર થઈને બોલ્યોઃ અરે બ્રાહ્મણ ! ચંડાળના હાથે લખેલા કાગળને અડતાં પણ હું અભડાયો. તને આવો પત્ર લાવતાં શરમ ન આવી ? તું અહીંથી જલ્દી ચાલ્યો જા, નહિતર તારૂં અપમાન થશે.

બ્રાહ્મણ ભયનો માર્યો પાછો આવ્યો ને કરકંડુને બનેલી વાત કહી. કરકંડુ પોતાનું એ અપમાન સાંભળી લાલચોળ થઈ ગયો ને તરત જ નગારે ઘાવ દીધો. કંચનપુરનું લાવલશ્કર તૈયાર થવા લાગ્યું ને થોડા દિવસમાં તો તેણે કુચ કરીને ચંપા નગરીને ઘેરી લીધી. રાજા દધિ-

વાહને પણ નગર બંધ કરી સામનો કરવાની તૈયારી કરી. બંને પક્ષ વચ્ચે ખુનખાર યુદ્ધ થવા લાગ્યું.

એક સવારે કરકંડુ રાજાના યોદ્ધા હલ્લો કરવાની તૈયારી કરતા હતા ત્યાં એક સાધ્વી આવતા દેખાયા. એકાએક આવા સ્થળે એમનું આગમન જોઈ બધા વિચારમાં પડી ગયા. તેઓ કુચ કરે તે પહેલાં તો સાધ્વીજી પાસે આવી પહોંચ્યા ને ધર્મલાભ કહી ઉભા રહ્યા. સર્વેએ તેમને શીર ઝુકાવ્યું. ઘડીભર શાન્તિ છવાઈ ગઈ. થોડી વારે એ શાન્તિનો ભંગ કરતાં સાધ્વીજી બોલ્યાઃ રાજા કરકંડુ અહીં છે કે ?

'હા મહાસતીજી ! પણ આવા યુદ્ધના પ્રસંગે આપને મળવાનું પ્રયોજન ?' એક યોદ્ધાએ સવાલ કર્યો. 'મહાનુભાવ કોઈ ખાસ પ્રસંગને લીધેજ મારે એમને મલવું છે. એમને જણાવો કે બહાર કોઈ સાધ્વીજી આવ્યા છે તે તમને મળવા માગે છે. એક સિપાઈએ કરકુંડના તંબુમાં જઈ ખબર આપી. તેણે મળવા દેવાની આજ્ઞા આપી.

સાધ્વીજી લશ્કરી તંબુઓ વટાવતાં, વટાવતાં કરકંડુના તંબુમાં ગયા ને ધર્મલાભ કહી ઉભા રહ્યા.

કરકંડુએ તમને પ્રણામ કર્યા. પછી સાધ્વીએ તેને એકાંતમાં બોલાવીને કાંઇક કહ્યું. કરકંડુ એ સાંભળી ચમક્યો અને બોલી ઉઠયોઃ શું કહો છો ? આ વાત સત્ય

હોઈ શકે ? 'હા, મહાનુભાવ ! તારા હાથની મુદ્રિકા જો. દાધવાહન તારા પિતા થાય. પિતા સામે યુદ્ધ કરવું ઘટે નહિ.' સાધ્વીએ ગંભીરતાથી તેના મનનું સમાધાન કર્યું.

'તો આપ દાધવાહન રાજા પાસે જાવ ને તેમને સમજાવો. હું તો આપની આજ્ઞાથી લડાઇ મોકુફ રાખવા તઈયાર જ છું.'

સાધ્વીજી કોઈ ગુપ્તચર સાથે છુપા દરવાજેથી નગરમાં ગયા અને દધિવાહન પાસે પહોંચ્યા.

દાધવાહને આ પ્રતાપી સાધ્વીજીને જોતાંજ નમસ્કાર કર્યા.

સાધ્વીજી કહે, 'રાજન ! પદ્માવતીને જંગલમાં હાથી લઈ ગયો પછી શું શું થયું તેની ખબર છે ?'

રાજા આ પ્રશ્નથી જરા ખચકાયો પદ્માવતીની વાત આ કયાંથી જાણે ! તેણે કહ્યુંઃ એની કાંઇ ભાળ મળતી નથી પણ આપને એ કયાંથી ખબર ?

'રાજન ! એ પદ્માવતી હું પોતેજ.'

'પણ તે વખતે ગર્ભ હતો એનું શું ?' રાજાએ આતુરતાથી પ્રશ્ન કર્યો.

'આજે એની સામે આપે લડાઈના મોરચા માંડયા છે.'

'એટલે શું કરકંડુ એજ આપનો પુત્ર ?'

'હા રાજન્ !' પછી બધી વાત કહી. આ સાંભળી કરકંડુને મળવાની રાજાને તીવ્ર ઉત્કંઠા થઇ. તે પોતેજ સ્નેહીઓ સાથે નગરના દરવાજા ઉઘાડી સામો ચાલ્યો. અહીં કરકંડુને પણ ખબર પડી કે મારા પિતા આવતા જણાય છે એટલે તે પણ પગે ચાલતો જ સામો આવ્યો. પિતા આવતાં તેમના ચરણમાં નમી પડયો. પિતાએ તેને બે હાથ પકડી ઉભો કર્યો ને છાતી સરસો ચાંપ્યો. હવે તો કરકંડુ એ રાજયનો પણ અધિકારી થઈ ચૂકયો. રાજા દધિવાહને તેને રાજય સોંપ્યું ને પોતે ત્યાગી થયા.

કરકંડુએ રાજય સત્તા પૂરેપૂરી જમાવી છે. પ્રજાનું ન્યાય નીતિથી પાલન કરે છે.

એક વખત તે પોતાની ગૌશાળા જોવા ગયો. ત્યાં એક સફેદ વાછડાને જોઈ તેને બહુ વ્હાલ આવ્યું. એથી એણે ગોવાળોને આજ્ઞા કરી કે આ વાછડાને સારામાં સારી ગાયોને દોહીને દૂધ પાવું અને સારામાં સારી રીતે ઉછેરવો. ગોવાળો તેમ કરવા લાગ્યા. વાછડો રુપે રંગે ખુબ દેખાવડો ને પુષ્ટ થવા લાગ્યો. રાજા વખતે વખતે જોવા આવે છે ને જોઈ ખૂબ ખુશ થાય છે. એક વખત રાજા ગૌશાળાએ પધાર્યા ત્યારે એક આખલો જમીન પર પડયો છે. નાના વાછરડાઓ તેને લાતો મારી રહ્યા છે. એ જોઈ રાજા કરકંડુએ પૂછ્યું:

પેલો સફેદ વાછડો ક્યાં છે ? 'મહારાજ તે આજ વાછડો.' ગોવાળોએ નમ્રતાથી જવાબ આપ્યો.

'અરે તે તો ઘણોજ સુંદર ને રૂષ્ટપુષ્ટ હતો. તેની આવી હાલત કેમ થઈ ?' કરકંડુએ આશ્ચર્યથી પૂછ્યું.

'દેવ ? એની જુવાની ગઈ ને ઘડપણ આવ્યું. પ્રાણી માત્રને એ કાયદો લાગુ પડે છે.'

'તો શું ? હું પણ વૃદ્ધ થવાનો ? મારી પણ શકિતઓ આવી રીતે ચાલી જવાની ? અરે ! આ તો બધું અનિત્યજ છે. આવી અનિત્ય વસ્તુઓના મોહમાં મેં કેટલી શકિત ગુમાવી ? આમાં કાંઈ નથી. સર્વે બંધનોને છોડી આત્મસંતોષમાં રહેવું તેજ સારૂં છે.' આમ વિચાર કરી પોતાની જાતેજ વાળનો લોચ કર્યો અને મુનિ બની ચાલી નીકળ્યા. આવી રીતે જાતે બોધ થયેલાઓને પ્રત્યેકબુદ્ધ કહેવાય છે.

તેઓ ફરતાં ફરતાં એક વખત ક્ષિતિપ્રતિષ્ઠત પુર નામના નગરમાં આવ્યા. તે નગરની બહાર ઉદ્યાન હતું તેમાં એક યક્ષનું મંદિર હતું. તેને ચાર બારણાં હતાં. તેમાં એક બારણેથી પ્રવેશ કરી તે અંદર ધ્યાન ધરીને ઊભા. આજ વખતે કરકંડુની જેમ પોતાની જાતે બોધ પામેલા બીજા પણ ત્રણ મુનિઓ

આવ્યા. દક્ષિણ દિશાએથી પાંચાલપતિ રાજર્ષિ દ્વિમુખ આવ્યા. પશ્ચિમના બારણેથી વિદેહપતિ રાજર્ષિ નમિ આવ્યા અને ઉત્તર દિશાથી ગાંધારપતિ રાજર્ષિ નાગગતિ આવ્યા.

તે બધા ધ્યાન ધરીને ઉભા. હવે રાજર્ષિ કરકંડુને શરીરે ખરજનો રોગ હોવાથી તે ખણ્યા વિના રહી શકતા નહિ. તેમણે ખણવા માટે એક જાતની વસ્તુ પોતાની પાસે રાખી હતી. ખરજ આવતાં તેનાથી ખણ્યું અને પછી તે વસ્તુ સંતાડવા લાગ્યા.

એ જોઈ બીજા કોઈ ન બોલ્યા પણ દ્વિમુખ રાજર્ષિએ કહ્યું: હે કરકંડુ ! તમે રાજ્યપાટનો ત્યાગ કર્યો છે. સર્વસ્વ છોડયું છે તો આવી ખરજ ખણવાની નજીવી વસ્તુનો મોહ શું રાખી રહ્યા છો ? એ સાંભળી નમિ રાજર્ષિ બોલ્યા: હે દ્વિમુખ મુનિ ! તમે સઘળાનો ત્યાગ કરીને નિર્ગ્રંથ થયા છો તો પણ બીજાના દોષ જોવાનું કેમ છોડી શકયા નથી ? આમ દોષ જોવા તે તમને શોભતું નથી ' એ સાંભળી નાગગતિ બોલ્યા: હે રાજર્ષિ ? તમે એમને કહો છો પણ તમે હજુ શા માટે અન્યની નિંદા કરો છો ?

એ સાંભળી કરકંડુ બોલ્યા:

ક્રોધથી બીજાનો દોષ કહેવો તે નિંદા છે. હિત

બુદ્ધિથી કહેલા શબ્દો નિંદા નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે સામાને કદાચ કડવી વાત ન લાગે પણ સદા હિતકારીજ કહેવું.

પેલા ત્રણે રાજર્ષિઓને એ વાત ગળે ઉતરી. કરકંડુ મુનિને થોડો ઘણો મોહ રહી ગયો હતો તેનો સર્વથા ત્યાગ કર્યો, ખરજ ખણવાની વસ્તુ છોડી દીધી.

દ્વિમુખે પોતાના મનને સદાય સમતામાં રાખવાનો નિશ્ચય કર્યો અને નમિરાજર્ષિ તથા નાગગતિએ પણ એવાજ નિશ્ચય કર્યા.

આ પવિત્ર જીવનવાળા રાજર્ષિઓ એક સાથેજ મોક્ષગામી થયા છે.

વંદન હો એ ચારે પ્રત્યેક બુદ્ધને !
વંદન હો એ રાજર્ષિ કરકંડુને.

સરળ અને રસભરી ભાષામાં લખાયેલાં, જ્ઞાન સાથે ગમ્મત આપતાં, ધર્મ અને નીતિનાં સંસ્કારો પોષતાં

# બાળગ્રંથાવળીનાં ૧૦૦ પુસ્તકો

**પ્રથમ શ્રેણી :** કિં. રૂા. દોઢ. પાકું બાઇન્ડીંગ રૂા. બે.

૧ શ્રી રીખવદેવ, ૨ નેમ–રાજુલ, ૩ શ્રીપાર્શ્વનાથ, ૪ પ્રભુ મહાવીર, ૫ વીર ધન્નો, ૬ મહાત્મા દૃઢપ્રહારી, ૭ અભયકુમાર, ૮ રાણી ચેલ્લણા, ૯ ચંદનબાળા, ૧૦ ઇલાચીકુમાર, ૧૧ જમ્બુસ્વામી, ૧૨ અમરકુમાર, ૧૩ શ્રીપાળ, ૧૪ મહારાજા કુમારપાળ, ૧૫ પેથડકુમાર, ૧૬ વિમળશાહ, ૧૭ વસ્તુપાળ–તેજપાળ, ૧૮ ખેમો દેદરાણી, ૧૯ જગડુશાહ, ૨૦ ધર્મ માટે પ્રાણ આપનાર મહાત્માઓ.

**બીજી શ્રેણી :** સળંગ પુસ્તકાકારે પાકું બાઇન્ડીંગ રૂા. સવા.

૧ અર્જુનમાળી, ૨ ચક્રવર્તી સનત્ કુમાર, ૩ ગણધર શ્રી ગૌતમસ્વામી, ૪ ભરતબાહુબલિ, ૫ આર્દ્રકુમાર, ૬ મહારાજા શ્રેણિક, ૭ વીર ભામાશાહ, ૮ મહામંત્રી ઉદાયન, ૯ મહાસતી અંજના, ૧૦ રાજર્ષિ પ્રસન્નચંદ્ર, ૧૧ મયણરેહા, ૧૨ ચંદન મલયાગિરિ, ૧૩ કાન કઠિયારો, ૧૪ મુનિશ્રી હરિકેશ, ૧૫ કપિલ મુનિ, ૧૬ સેવામૂર્તિ નંદિષેણ, ૧૭ શ્રી સ્થૂલિભદ્ર, ૧૮ મહારાજા સંપ્રતિ, ૧૯ પ્રભુ મહાવીરના દશ શ્રાવકો, ૨૦ સ્વાધ્યાય.

**ત્રીજી શ્રેણી :** કિં. રૂા. દોઢ. પાકું બાઇન્ડીંગ રૂા. બે.

૧ શ્રી ભદ્રબાહુ સ્વામી, ૨ શ્રીહેમચંદ્રાચાર્ય, ૩ શ્રી હરિભદ્રસૂરિ, ૪ શ્રી સિદ્ધસેન દિવાકર, ૫ શ્રી બપ્પભટ્ટસૂરિ, ૬ શ્રી હીરવિજયસૂરિ, ૭ ઉપાધ્યાય શ્રી યશોવિજયજી, ૮ મહા સતી સીતા, ૯ દ્રૌપદી, ૧૦ નળ–દમયંતી, ૧૧ મૃગાવતી, ૧૨ સતી નંદયંતી, ૧૩ ધન્ય અહિંસા, ૧૪ સત્યનો જય, ૧૫ અસ્તેયનો મહિમા, ૧૬ સાચોશણગાર–શીલ, ૧૭ સુખની ચાવી યાને સંતોષ, ૧૮ જૈન તીર્થોનો

પરિચય ભાગ ૧ લો. ૧૯ જૈન તીર્થોનો પરિચય ભા. ૨ જો. ૨૦ જૈન સાહિત્યની ડાયરી.

**ચોથી શ્રેણી :** કિં. રૂા. દોઢ. પાકું બાઈન્ડીંગ રૂા. બે.

૧ જાવડશા, ૨ કોચરશા, ૩ વીર વનરાજ, ૪ ધન્ય એ ટેક, ૫ મણિનાં મૂલ, ૬ કળાધર કોકાશ, ૭ શુકરાજ, ૮ જિનમતી, ૯ રાજર્ષિ કરકંડુ, ૧૦ અનંગ સુંદરી, ૧૧ નર્મદા સુંદરી, ૧૨ અષાઢાભૂતિ, ૧૩ અચ્ચંકારિભટ્ટા, ૧૪ વિષ્ણુકુમાર, ૧૫ કાલિકાચાર્ય, ૧૬ શ્રી પાદલિપ્તાચાર્ય, ૧૭ મહાત્મા આનંદઘનજી, ૧૮ શ્રીમદ્ દેવચંદ્રજી, ૧૯ જળમંદિર પાવાપુરી (કાવ્ય) ૨૦ સાધર્મિકનાં સ્નેહઝરણાં.

**પાંચમી શ્રેણી :** સંવત ૧૯૮૮ની શ્રાવણ સુદી પૂર્ણિમાએ બહાર પડશે. અગાઉથી લવાજમ મોકલી આપનાર માટે પોસ્ટેજ સહિત રૂા. દોઢ. પાકું બાઇન્ડીંગ રૂા. બે પછીથી પોસ્ટેજ અલગ.

૧ લલિતાંગકુમાર, ૨ ચિલાતીપુત્ર, ૩ આભુશા, ૪ સમરાશા, ૫ પવિત્ર જયસેના, ૬ ભક્ત દેવપાળ, ૭ કુમાર મંગળ કળશ, ૮ ઉત્તમકુમાર, ૯ ચંપકશ્રેષ્ઠિ, ૧૦ અમરસેન–વયરસેન, ૧૧ સાજણસિંહ, ૧૨ ચંપકમાળા, ૧૩ કેવળી જયાનંદ, ૧૪ સમરાદિત્ય. ૧૫ હંસરાજ–વત્સરાજ, ૧૬ કવિ ધનપાળ, ૧૭ શ્રીકાંત શેઠ, ૧૮ મુનિ અર્હન્નક, ૧૯ વૃદ્ધાકુમાર, ૨૦ ઉત્તરાધ્યયનનાં અમૃતબિંદુ.

પાંચ શ્રેણી સાથે ખરીદનારને રૂા. ૬॥. પાકું બાઇન્ડીંગ રૂા. ૮॥. પોસ્ટેજ દરેકનું અલગ સમજવું.

# જૈન જ્યોતિ

દર પૂર્ણિમાએ નિયમિત રીતે પ્રગટ થતું જૈન સાહિત્ય અને સંસ્કૃતિનું કલાત્મક સચિત્ર માસિક

તંત્રી :

## ધીરજલાલ ટોકરશી શાહ

| | | |
|---|---|---|
| વાર્ષિક લવાજમ રૂ. ૨॥ | : : | છુટક નકલ |
| પરદેશમાં રૂ. ૩॥ | : : | ચારઆના |

દરેક અંકમાં એક ભાવનામય કાવ્ય, વિવિધ વિષય પરની તંત્રીની નોંધ, પુરાતત્ત્વના લેખ, બે કે ત્રણ રસભરી નવલિકાઓ, જૈન તીર્થ કે સ્થાપત્ય પરનો લેખ, હુન્નરની ડાયરી, જ્ઞાન વિહાર તથા આરોગ્ય અને વિજ્ઞાનના લેખો પ્રગટ થાય છે. એ ઉપરાંત દરેક વખતે ઈનામી હરિફાઇ પણ આવે છે. પ્રખ્યાત લેખકોના મનનીય લેખોજ આ પત્રમાં પ્રગટ થાય છે. આપ એક જ અંક જુઓ ગ્રાહક થવા લલચાશો.

આપ ગ્રાહક બનો ને મિત્રોને ગ્રાહક બનાવો. આટલા સસ્તા લવાજમે આટલી રસ સામગ્રી બીજે નહિજ મેળવો.

**જ્યોતિ કાર્યાલય**
હવેલીની પોળ, રાયપુર
અમદાવાદ.